# સુરત તથા ભરૂચ જીલ્લાની ભૂગોળ.

ગુજરાતી બીજા ધોરણવાળાને

ખાનગી શીખવા સારૂં.

ઘેલાભાઈ ગોપાળદાસ ગાંધીએ

છપાવી પ્રસિદ્ધ કરી.



સુરત મધ્યે.

કીલ્લાની સામું અબદુલ્લા બેગવાળી હવેલીમાં સુ-
રત વિક્ટોરિયા પ્રેસમાં મંછારામ ઘેલાભાઇએ છાપી.

સન ૧૮૭૪ સંવત ૧૯૩૦

કીંમત ૨ આના.

# સુરત જીલ્લો.

---

સ—છોકરાઓ આવો તમને સુરત જીલ્લાની ભૂગોળ શીખવું, બોલો તો સુરત જીલ્લો ક્યાં આવ્યો છે ?

જ—સુરત જીલ્લો એ ગુજરાત પ્રાંતમાં બધા જીલ્લા કરતાં છેક દક્ષિણે આવેલો છે.

સ—સુરત જીલ્લાની ચારે દિશાએ શું શું આવ્યું છે ?

જ—ઉત્તરે કીમ નદી તથા ભરૂચ જીલ્લો; દક્ષિણે દમણ ગંગા નદી, તથા થાણા જીલ્લો; પૂર્વે વડોદરા તથા રાજપીપળાનું સંસ્થાન, ને ગાયકવાડ, વાંસદા, તથા ધરમપોરના રાજનો મુલક; પશ્ચિમે ખંભાતનું અખાત, તથા આરબી સમુદ્ર છે.

સ—સુરત જીલ્લામાં નદીઓ તથા ખાડીઓ કઈ કઈ આવી છે તે બોલો, અને તે દરએક પર કયા કયા કસબા તથા ગામો આવેલા છે તેના પણ નામ દો ?

જ—કીમ નદી ઉપર—ઇલાવ, કડોદરા.

સીના નદી ઉપર—ભગવા, ઓરપાડ.

તેના ખાડી—વારવા, તેના, ઇચ્છાપોર.

તાપી નદી—સુરત, રાંદેર, વરીઆવ, વારા કોઠાર, કામરેજ, બહુધાન, કડોદ, માંડવી.

મીંઢોળા નદી—મરોલી, બારડોલી, ને વીઆરા.

પુરણા નદી—જલાલપોર, નવસારી, મહુવા, વાલોડ, બુહારી. અંનાપોર.

અંબીકા નદી—બીલીમોરા, કછોલી, ઉનાઇ.
કાવેરી નદી—ચીખલી.
ઔરંગા નદી—વલસાડ.
પાર નદી—અગોદ, હરીઆ, ઊમરસાડી, બાલદા પારડી.
પરીઆલી અથવા કોયલ ખાડી—પલસાણા.
કોલક નદી—કોલક, બગવાડા, તુકવાડા.
દમણ ગંગા નદી—દમણ.

સ—સુરત જીલ્લામાં સૌથી મોટી નદી કઇ, ને તે કયાંથી નીકળીને કોને મળેછે ?

જ—સૌથી મોટી નદી તાપી, તે સાતપુડાના પાહાડમાંથી નીકળીને ખંભાતના અખાતને મળેછે. કીમ નદી એથી ઘણી નાની છે પણ ચોમાસામાં એમાં ઘણું પુર આવેછે, તે રાજપીપળામાંથી નીકળીને ખંભાતના અખાતને મળેછે.

સ—સુરત જીલ્લામાં ડુંગરો કયા કયા આવ્યાછે ?

જ—એમાં એક મોટો ડુંગર વલસાડ પ્રગણામાં પારનેરાનો છે, તે શીવાય બીજા જાણવા લાયક એ જીલ્લામાં ડુંગરો નથી.

સ—સુરત જીલ્લામાં રેલવે કયા કયા પ્રગણામાં આવ્યોછે ?

જ—ઓરપાડ, ચોરાસી, જલાલપોર, વલસાડ, ને પારનેરા.

સ—એ જીલ્લામાં આગ ગાડીના રેલવેના સ્ટેશનો કયા કયા આવ્યા છે ?

જ—એ જીલ્લામાં મોટા સ્ટેશનો ગાયકવાડી ગામના મળી કુલ ૧૫ છે, તેનાં નામ; કીમ, સાયન, અમરોલી, સુરત, સચીન, મરોલી, નવસારી, અમલસાડ, બીલીમોરા, ડુંગરી, વલસાડ, હરીઆ, પારડી, ઉદવાડા, ને વાપી.

સ—સુરત જીલ્લામાં વસ્તી કેટલા માણસની છે ?

જ—ગાયકવાડી ગામ શીવાય એ જીલ્લાની વસ્તી ૬,૦૭,૦૮૭ માણસની છે.

સ—એ જીલ્લામાં પારસી લોકોની વસ્તી ઘણીખરી કયા કયા ગામો તથા કસબામાં છે?

જ—મોરા, સુંહાલી, ભાઠું, એડાજણ, રાંદેર, સુરત, નવસારી, ગણદેવી, બીલીમોરા, વલસાડ, ને ઉદવાડા.

સ—સુરત જીલ્લામાં મોટા ગાયકવાડી કસબા તથા માહાલો કયા આવ્યા છે?

જ—વસરાવી, ગાલા, વરીઆવ, કામરેજ, ટીંબા, બલેશ્વર, મરોલી, તેનારા, મહુવા, નવસારી, ગણદેવી, બીલીમોરા, અનાવલ, અંતાપુર, વલવાડા, વીઆરા વગેરે.

સ—સુરત જીલ્લામાં દેશી રાજયો કયા કયા, અને કયાં આવ્યા છે?

જ—એમાં દેશી રાજયો સચીન, વાંસદા, ને ધરમપોર એવા ત્રણ સંસ્થાનના છે. સચીન સંસ્થાન ચોરાસી પ્રગણાની હદમાં, વાંસદા સંસ્થાન ચીખલી પ્રગણાની પૂર્વે, ને ધરમપોર સંસ્થાન વલસાડ પ્રગણાની પૂર્વે છે.

સ—સુરત જીલ્લાના કયા કયા ગામોમાં જાત્રા ભરાયછે?

જ—સરસ, મોરા, ફુલપાડા, કતારગામ, બહુધાન, દેવકી ઉનાઈ, ને કુંતા.

સ—સુરત જીલ્લામાં મીઠ બંદરો કયા કયા ગામોમાં આવેલા છે?

જ—એ જીલ્લામાં મીઠ બંદર કુંડીઆણા, જીઆવ બુડીઆ, પનાર, છરવાડ વગેરે ગામોમાં આવેલા છે. પણ તે બધાને બદલે હાલ ફક્ત મોટા સ્ટેશનો ઉપરજ મીઠાની બખાર રાખવામાં આવનારછે.

સ—સુરત જીલ્લામાં બંદરની માફક કયા કયા ગામો વેપારને

સાર કામમાં આવેછે ?

જ—ભગવા, દાંડી, રાંદેર, સુરત, વલસાડ, ઉમરસાડી, કોલક, ને દમ્મણ.

સ—સુરત જીલ્લામાં મોટી અંગ્રેજી નિશાળો ક્યાં ક્યાં આવીછે ?

જ—સુરત, નવસારી, ગણદેવી,* ને વલસાડ.

સ—સુરત જીલ્લામાં મુખ્ય પાક શાનો થાયછે ?

જ—ડાંગર, કપાસ, જુવાર, ઘઊં, બાજરી, ને શેરડી.

સ—સુરત જીલ્લામાં કેટલા પ્રગણા આવ્યાછે તેના નામ દો ?

જ—આઠ પ્રગણા છે, તેમનાં નામ નીચે મુજબ.

**૧ ઓરપાડ. ૩ માંડવી. ૫ જલાલપોર. ૭ વલસાડ.**
**૨ ચોરાસી. ૪ બારડોલી. ૬ ચીખલી ૮ પારડી.**

સ—ખરી વાત, હવે એ દર એક પ્રગણા વિશે વિગતવાર તમારે જાણવું જોઇએ, માટે બોલો સુરત જીલ્લામાં સૌથી ઉત્તરે કયું પ્રગણુ આવ્યુંછે ને તે કયા કયા પ્રગણા મળી થયલું છે?

જ—ઓરપાડ પ્રગણું, તે ઓરપાડ તથા આગલું કુડસદ એ બે પ્રગણા મળીને થયલું છે.

સ—ઓરપાડ પ્રગણાની આસપાસ શું શું આવેલું છે ?

જ—ઉત્તરે કીમ નદી, તથા અંકલેશ્વર પ્રગણું; પૂર્વે ગાયકવાડી ગાલા તથા તેની પેલી મેર માંડવી પ્રગણું; દક્ષિણે તાપી નદી તથા ચોરાસી પ્રગણું; ને પશ્ચિમે ખંભાતનું અખાત છે.

સ—ઓરપાડ પ્રગણામાં નદીઓ કઈ કઈ આવીછે ?

જ—એમાં ઉત્તરે કીમ નદી, તથા દક્ષિણે તાપી નદી, તથા ત્રીજી સેના નદી ઓરપાડ આગળ, ને ચોથી તેના ખાડી હાથીપોર ગામ આગળ છે.

સ—ઓરપાડ પ્રગણામાં મુખ્ય કસબા કયા કયા આવ્યાછે ?

જ—ઓરપાડ ને કુડસદ.

સ—ઓરપાડ કસબામાં કેટલા માણસની વસ્તી છે, ને તેમાં કોણ કોણ રેહેછે, ને જાણવા લાયક બીજું તેમાં શું છે ?

જ—એ કસબામાં આસરે ૩૫૦૦ માણસની વસ્તી છે, ને તેમાં એક મામલતદાર તથા ફોજદાર રેહેછે, તથા એક મોટી તાલુકા સ્કુલ, પુસ્તકશાળા, ને પોસ્ટ આફીસ, તથા એક મોટું જોવાલાયક તળાવ પણ છે.

સ—ઓરપાડ પ્રગણાના મોટા ગામના નામ દો ?

જ—ભગવા, દાંડી, સરસ, કુડીઆણા, મોરા, મુહાલી, ઇચ્છાપોર, અડાજણ, કોસાડ, અમરોલી, ને વરાછા.

સ—એ પ્રગણાના સરસ, ને મોરા ગામ શાને વાસ્તે નામીચાં છે ?

જ—સરસ ગામમાં સિદ્ધનાથ માહાદેવનું મોટું દેરૂં છે તેથી ત્યાં વરસો વરસ માગસર સુદ અગીઆરસે જાત્રા ભરાયછે, તેમજ મોરા ગામમાં એક મોટો કુવો છે તેથી ત્યાં વરસો વરસ માગસર વદ ચઉદસે જાત્રા ભરાય છે, તેથી એ બંનો ગામ નામીચાં છે.

સ—ઓરપાડ પ્રગણામાં મીઠબંદર ક્યાં છે ને તેમાં કોણ રેહેછે?

જ—એમાં મીઠબંદર કુડીઆણામાં છે ત્યાં એક સરકારકુન રેહેછે.

સ—ઓરપાડ પ્રગણામાં રેલવેના સ્ટેશનો કયા આવ્યાછે ?

જ—ત્રણ છે; કીમ (ભૂત બંગલો), સાયન, ને અમરોલી.

સ—ઓરપાડ પ્રગણાની મુખ્ય પેદાશ શું થાયછે ?

જ—જુવાર, ઘઉં, ને કપાસ.

સ—ઓરપાડ પ્રગણાની દક્ષિણે જતાં કયું પ્રગણું આવે ?

જ—ચોરાસી પ્રગણું.

સ—ચોરાસી પ્રગણાનું નામ શા ઉપરથી પડેલું છે ?

જ—એ પ્રગણામાં અસલ ૮૪ ગામ હતા તે ઉપરથી; હાલ તો એમાંના કેટલાક ગામ ગાયકવાડ તથા નવાબી ગામમાં જુદાં પાડેલાંછે, તેથી ફકત ૬૪ ગામ એમાં હાલ છે.

સ—ચોરાસી પ્રગણાની ચારે દિશાએ શું શું આવેલું છે ?

જ—ઉત્તરે તાપી નદી તથા ઓલપાડ પ્રગણું; પૂર્વે ગાયકવાડી બલેશ્વર તથા કામરેજ પ્રગણાના ગામો; દક્ષિણે મીંઢોળા નદી તથા ગાયકવાડી મરોલી પ્રગણું; ને પશ્ચિમે ખંભાત નું અખાત તથા ઓલપાડ પ્રગણું.

સ—ચોરાસી પ્રગણામાં નદીઓ કઈ કઈ આવીછે ?

જ—એમાં તાપી ને મીંઢોળા એ બે નદી છે; તાપી નદી ઉત્તરે, ને મીંઢોળા નદી દક્ષિણે છે.

સ—ચોરાસી પ્રગણાનું મુખ્ય શેહેર કયું, ને તેમાં કેટલા માણસની વસ્તી છે ?

જ—મુખ્ય શેહેર સુરત, તેમાં ૧,૦૭,૧૪૯ માણસની વસ્તી છે, ને બીજું નાનું શેહેર રાંદેર તેમાં આસરે ૧૧૦૦૦ માણસની વસ્તી છે.

સ—સુરત શેહેરનું નામ શા ઉપરથી પડયું ?

જ—કોઈ સુરતા નામની સ્ત્રી ઉપરથી પડયું.

સ—સુરત શેહેર આગળ કેવી હાલતમાં હતું, અને ત્યાર પછી તેને ધોકો કેમ પોહોંચ્યો ?

જ—એ શેહેર આગળ ઘણું મોટું પૈસાવાળું હતું, એમાં વેપાર ઘણો સારો ચાલતો, અને પૈસાદાર લોકો બહુ રેહેતા હતા; પણ સંવત ૧૮૭૮ ની મોટી રેલ, તથા સંવત ૧૮૯૩ ની મોટી આગ તથા રેલથી એ શેહેરને ઘણું નુકસાન પોહોચ્યુંછે, ને ત્યાર પછી એ પડતી હાલતમાં આવ્યુંછે.

સ—સુરત શેહેરમાં અંગ્રેજ સરકારે ક્યારે કોઠી ઘાલી ?

જ—સન ૧૬૧૨ માં.

સ—સુરત શેહેરમાં દીવાની તથા ફોજદારી કામના ક્યા ક્યા અધિકારીઓ રેહેછે ?

જ—નાજર, મુનસફ, પ્રિન્સિપાલ સદર અમીન, આસિસ્ટંટ જડજ, જડજ સાહેબ; તેમજ ફોજદાર, મામલતદાર, પોલીસ સુપ્રિનટેનડેન્ટ, શેહેર સુધરાઇ ખાતાના સેક્રેટરી, હજુર દીપુટી કલેક્ટર, દીસ્ત્રીક્ટ દીપુટી કલેક્ટર, આસિસ્ટંટ કલેક્ટર, અને કલેક્ટર સાહેબ પણ રેહેછે.

સ—ઊપલા અધિકારીઓ શીવાય એમાં બીજી કઈ કઈ સરકારી આફીસો છે, તથા એમાં વેપારના ક્યા ક્યા કારખાનાં છે?

જ—એમાં એકસીકયુટીવ એનજીનીઅરની આફીસ, મોટી પોસ્ટ આફીસ, સ્માલકાજ કોરટ, તાર આફીસ, અંગ્રેજી તથા ગુજરાતી મોટી નિશાળો, સીટી સરવે આફીસ, દીવાની ફોજદારી જેલ, ફુરજો હોસ્પિટલ અથવા દવાખાનાં, છાપખાનાં, ધરમશાળા વગેરે મુકામો તથા આફીસો છે; તે શીવાય સંચાના સુતરથી કાપડ વણવાનું એક મોટું કારખાનું છે.

સ—સુરતનો મુનસફ ક્યા ક્યા પરગણાના મુકદમા ચૂકવે છે ?

જ—ચોરાશી, ઓરપાડ, માંડવી, ને બારડોલીના.

સ—સુરતની સ્માલ કાજ કોરટમાં કેવી રીતના મુકદમા ચૂકવાયછે?

જ—જંગમ મીલકતને લગતા, રૂપીઆ ૧ થી તે પાનસો સુધીના.

સ—સુરત શેહેરનો મોટો કીલ્લો ક્યાં આવેલો છે, ને તેમાં સરકારી કઈ કઈ કચેરી, તથા આફીસો આવેલી છે ?

જ—તાપી નદી આગળ ડક્કાની પાસે; તેમાં ફોજદાર, મામલતદાર, દીપુટી, કલેક્ટર વગેરેની કચેરી, તથા તે શીવાય બીજી

'ની, રેજીસ્ટરની, હેડ એકાઉનટંટની, સીટી સરવેની બાજી આપીસો છે.

સ—રાંદેરમાં ક્યા ક્યા અમલદાર રેહેછે, તથા તેમાં બીજું જાણવા લાયક શું શું છે ?

જ—એમાં એક ફોજદાર રેહેછે, તથા પોસ્ટ આપીસ, સરકારી અંગ્રેજી તથા ગુજરાતી નિશાળો, દવાખાનું, શેહેર સુધ-રાઈખાતું, ધર્મશાળા વગેરે બીજી જગાઓ છે.

સ—ચોરાસી પ્રગણામાં મોટા ગામો ક્યા આવ્યાછે ?

જ—કતારગામ, ભાઠા, ઉમરા, ને કુંભારીઆ.

સ—ચોરાસી પ્રગણાનાં ક્યા ગામોમાં જાત્રા ભરાયછે ?

જ—કતારગામ, ફુલપાડા, ને ભીમપોર(નવાબનું)એ ત્રણ ગામો-માં હર વરસ જાત્રા તથા મેળા ભરાયછે. તેમજ સુરતમાં એક મોટું બાળકૃષ્ણજીનું મંદીર, તથા સ્વામી નારાયણનું મંદીર છે તેથી ત્યાં પણ બાહારના ઘણા લોકો જાત્રા સારૂ આવે છે.

સ—એ પ્રગણામાં મીઠ બંદર ક્યા ગામમાં આવ્યુંછે, ને ત્યાં કોણ રેહેછે ?

જ—મીઠ બંદર જીઆવ બુડીઆમાં છે, ત્યાં એક સરકારકુન રેહેછે.

સ—ચોરાસી પ્રગણામાં રેલવેના સ્ટેશનો ક્યા આવ્યાછે ?

જ—સુરત અને સચીન, ને ત્રીજું મરોલીનું સ્ટેશન છે તે એ પ્રગણાની દક્ષિણે ગાયકવાડીમાં આવ્યું છે.

સ—ચોરાસી પ્રગણામાં સચીનના નવાબના કેટલા ગામો છે ?

જ—૧૭ ગામ; તેમાંના મુખ્ય ઊધનું, પુના, ગવીઆર, ડુમસ, ઉન, ભીમપોર, સચીન, વગટાણું, લાજપોર, કનસાડ વગેરે છે.

સ—એ પ્રગણાની મુખ્ય ઊપજ શું થાય છે ?

જ—જુવાર, તથા કપાસ.

સ—ચોરાસી પ્રગણાની ઇશાન દિશા તરફ જતાં કયું પ્રગણું આવેછે ?

જ—માંડવી પ્રગણું.

સ—માંડવી પ્રગણું કેમ થયલુંછે ?

જ—માંડવી, તડકેશ્વર, તથા બીજા ૮ ગામ કુડસદના મેગા થઈ માંડવી પ્રગણું થયલું છે.

સ—માંડવી પ્રગણાની ચારે દિશાએ શું શું આવેલુંછે ?

જ—ઉત્તરે ગાયકવાડી વરવાડી પ્રગણું; પૂર્વે રાજપીપળાનું સંસ્થાન; દક્ષિણે તાપીનદી ને બારડોલી પ્રગણું; પશ્ચિમે ગાલા તથા કામરેજ ગાયકવાડી પ્રગણું, ને બીજું ઓરપાડ પ્રગણું.

સ—માંડવીમાં પેહેલા કયા રાજા રેહેતા હતા, ને તેવારે એ પરરાજ કોણ ચલાવતું હતું ?

જ—એમાં ચારસેં વરસ પેહેલાં ભીલ રાજા રેહેતા હતા, તેવારે ઉદેપુરથી રજપૂત રાજા આવેલા તે રાજ કરતા હતા.

સ—માંડવી પ્રગણામાં અંગ્રેજ સરકારની જાપતી ક્યારે બેઠી, અને હાલ તે કાયમ છે કે નહીં ?

જ—એ પર સંવત ૧૮૬૮ માં અંગ્રેજ સરકારની જાપતી બેઠી, પણ હાલ તે બીલકુલ ખાલસા થઈ ગયુંછે.

સ—માંડવી પ્રગણાના કેટલા ભાગ કીધાછે ?

જ—સાત; માંડવી, બડુધાન, પાતળ, દેવગઢ, દનવાડા, હવેલી, ને બારગામા.

સ—એ પ્રગણામાં ડુંગરો ક્યાં ક્યાં આવેલાછે ?

જ—એ પ્રગણામાં ઘણા ડુંગરો દેવગઢ ટપ્પામાં છે, ને કેટલાએક પાતળ ટપ્પામાં આવ્યાછે.

સ—માંડવી પ્રગણામાં નદીઓ કઈ કઈ આવી છે?

જ—તાપી નદી દક્ષિણે, ને બીજી વડાસી નદી છે તે તાપી નદીને વરેલી ગામ આગળ મળેછે.

સ—માંડવી પ્રગણામાં મોટા કસબા, તથ ગામો કયા આવ્યા છે?

જ—મોટો કસબો માંડવી તથા બીજો તડકેશ્વર; એ શીવાય બહુધાન, ગંટોળી મોટા ગામો છે.

સ—માંડવી કસબામાં કેટલા માણસની વસ્તી છે, ને તેમાં જાણવા લાયક બીજું શું શું છે?

જ—એમાં આસરે ૫૦૦૦ માણસની વસ્તી છે, ને ત્યાં એક મામલતદાર તથા ફોજદાર રેહેછે, તથા એક મોટી તાલુકા સ્કુલ, પુસ્તકશાળા, પોસ્ટ આફીસ, ને શેહેર સુધરાઈ આવું છે.

સ—એ પ્રગણાનું બહુધાન ગામ શાને વાસ્તે નામીચું છે?

જ—એમાં એક માધવનું, તથા એને સામેપાર ગળતેશ્વર માધવનું મોટું દેરૂં છે, ત્યાં બાર બાર વરસે ગોદાવરીની જાત્રાએ મોટી જાત્રા ભરાય છે તેવારે હજારો લોક ભેગું થાયછે.

સ—માંડવી પ્રગણાનું પાણી કેવું છે, ને એમાં ઘણાખરા કયા લોકોની વસ્તી છે?

જ—સુરત જીલ્લામાં સૌથી એ પ્રગણાનું પાણી ઘણું ખરાબ છે; એમાં કુણબા, નરડા, ચોધરા વગેરે લોકોની વસ્તી ઘણી છે.

સ—માંડવી પ્રગણાની મુખ્ય ઉપજ શું થાયછે?

જ—જુવાર, કોદરા, દીવેલી, ડાંગર, તથા મધ.

સ—માંડવીથી દક્ષિણ તરફ જતા કયું પ્રગણું આવે, ને તે કેમ થયલું છે?

જ—બારડોલી પ્રગણું; તે કડોદ, વાલોડ, સરભોણ મળીને થયલું છે

સ—બારડોલી પ્રગણાની ચારે દિશાએ શું શું આવ્યું છે ?

જ—ઊત્તરે તાપી નદી તથા માંડવી પ્રગણું; પૂર્વે ગાયકવાડનું રાજ્ય; દક્ષિણે ગાયકવાડી મહુવા, વાલવાડા, તથા અંતાપોર પ્રગણાં; ને પશ્ચિમે ગાયકવાડી કામરેજ, બલેશ્વર, તથા તેલાડા પ્રગણાના ગામો.

સ—બારડોલી પ્રગણામાં નદીઓ કઈ કઈ આવીછે ?

જ—એમાં તાપી નદી ઊત્તરે છે, મધ્યે મીંઢોળા નદી, ને દક્ષિણે પુરાણા નદી છે.

સ—બારડોલી પ્રગણામાં મોટા મોટા કસબા કયા આવ્યાછે ?

જ—બારડોલી, કડોદ, મોતા, વાલોડ, વાંકાનેર, ને સરભોણ.

સ—બારડોલી કસબામાં કેટલા માણસની વસ્તી છે, ને તેમાં કોણ રહેછે, તથા તેમાં બીજું શું શું છે ?

જ—બારડોલી કસબામાં આસરે ૩૫૦૦ માણસની વસ્તી છે, ને મામલતદાર, તથા એક ફોજદાર રહેછે; તેમજ એક મોટી તાલુકા સ્કુલ તથા પોસ્ટ આફીસ પણ એમાં છે.

સ—બારડોલી પ્રગણાના બીજા કયા કયા કસબામાં મોટી મોટી નિશાળો છે ?

જ—કડોદ, મોતા, વાલોડ, બુહારી, વાંકાનેર, ને સરભોણ.

સ—બારડોલી કસબો કયાં આવેલોછે ?

જ—બારડોલી કસબો મીંઢોળા નદી ઉપર, ગાયકવાડી બલેશ્વર પ્રગણાની હદમાં આવેલો છે.

સ—બારડોલી પ્રગણામાં મોટા ગામો કયા આવ્યાછે ?

જ—વરાડ, દેગામ, બુહારી, ને કસવાવ વગેરે.

સ—બારડોલી પ્રગણામાં વાલોડના પાણી કેવા છે, ને તેમાં શું શું છે ?

જ—વાલોડના પાણી ઘણા ખરાબ છે, માંડવી પ્રગણાના જેવાં; વાલોડમાં એક માહાલકરી રેહેછે, તથા એક પોલટ આફી સ પણ છે.

સ—બારડોલીમાં જ્યારે મામલતદારનું થાણું છે, ત્યારે વાલોડ માં જુદો માહાલકરી રાખવાનું કારણ શું ?

જ—બારડોલી પ્રગણું ઘણું મોટું આડફાટું આવ્યું છે, તેથી એની તાબેના દૂરના ગામડા વાળાને બારડોલી આવતાં ઘણી મુશ્કેલી પડે, તેથી વાલોડને બારડોલીનો પેટા માહાલ કરી ત્યાં એક માહાલકરી નીમ્યોછે.

સ—બારડોલી પ્રગણાની મુખ્ય ઉપજ શું થાય છે ?

જ—ડાંગર, જુવાર, કોદરા, કપાસ, તથા શેરડી વગેરે.

સ—બારડોલી પ્રગણાની નૈરૃત્ય દિશા તરફ કયું પ્રગણું આવ્યું, ને તે કેમ થયલું છે ?

જ—જલાલપોર પ્રગણું, તે આગલા સુપા તથા પારચોલ એ બે પ્રગણા મળીને થયલું છે.

સ—જલાલપોર પ્રગણાની ચતુરસીમા બોલો ?

જ—ઉત્તરે પુરણા નદી, ને ગાયકવાડી મરોલી તથા તેલાડા પ્રગણું; પૂર્વે ચીખલી પ્રગણું, ને ગાયકવાડી મહુવા તથા વલવાડા પ્રગણું; દક્ષિણે અંબીકા નદી, તથા ગાયકવાડી ગણદેવી પ્રગણું; ને પશ્ચિમે દરીઓ આવ્યોછે.

સ—જલાલપોર પ્રગણામાં નદીઓ કઈ કઈ આવીછે ?

જ—એમાં બે નદીઓ છે; ઉત્તરે પુરણા નદી, ને દક્ષિણે અંબીકા નદી. વળી વાંકી કનાઈ કરીને નાની નદી એ પ્રગણાની વચમાં આવી છે.

સ—એ પ્રગણામાં મોટા કસબા કયા આવ્યા છે ?

જ—કાળીઆવાડી, તથા જલાલપોર.

સ—કાળીઆવાડી, તથા જલાલપોરમાં જાણવા લાયક શું શું છે?

જ—કાળીઆવાડીમાં એક ફોજદાર રેહેછે ને એક મોટી નિશાળ છે, જલાલપોરમાં મામલતદારનું થાણું તથા એક મોટી નિશાળ છે, ને બંનેમાં પોસ્ટ આફીસ છે.

સ—જલાલપોર પ્રગણામાં મોટા ગામો કયા આવ્યા છે ?

જ—મટવાડ, આબ્રામા, અમલસાડ, કછોલી, આટ, બોરસાડ, અટગામ, ને સીસોદ્રા.

સ—એ પ્રગણાનું કછોલી ગામ, તથા બીજા નાના બે ગામ (સોનવાડી ને ધમરાચા) એ શાને વાસ્તે વખણાય છે?

જ—કછોલી શુદ્ધ તળપદા ગોળને સારૂ, સોનવાડી તથા ધમરાચા એ બે ગામ કેળાં તથા ચાંપાને સારૂ.

સ—જલાલપોર પ્રગણામાં કાળીઆવાડીની ઉત્તર તરફ જતાં એક મોટો કસબો કયો આવે છે ?

જ—નવસારી કસબો, પૂરણા નદી ઉપર.

સ—નવસારી કસબામાં જાણવા લાયક શું શું છે ?

જ—નવસારી એ ગાયકવાડના તાબામાં છે. એમાં મોટી અંગ્રેજી નિશાળ, છોકરા તથા છોકરીઓની ગુજરાતી નિશાળો, મોટી મદ્રેશા, દવાખાનું વગેરે છે; ને એમાં ગાયકવાડ સરકાર તરફથી એક ફોજદાર તથા સુબો રેહેછે.

સ—જલાલપોર પ્રગણામાં સચીનના નવાબના ગામો કયા આવ્યા છે ?

જ—વેડછા, કોથા, ને વાસણ.

સ—જલાલપોર પ્રગણામાં મીઠબંદર ક્યાં છે, ને તેમાં કોણ રેહેછે?

જ—એમાં મીઠ બંદર પનાર ગામમાં છે, ત્યાં કસ્ટમ ખાતાના

આંતીલ બાહાદીલ દારોગા રેહેછે.

સ—એ પ્રગણામાં રેલવેના સ્ટેશનો કયા આવ્યા છે ?

જ—એમાં રેલવેના સ્ટેશન ત્રણ છે; નવસારી, અમલસાડ, ને ત્રીજું દક્ષિણ તરફ બીલીમોરાનું સ્ટેશન છે.

સ—એ પ્રગણાની મુખ્ય ઉપજ શું થાય છે ?

જ—જુવાર, ડાંગર, શેરડી, તથા કપાસ.

સ—જલાલપોર પ્રગણાથી અગ્નિ દિશા તરફ જતાં કયું પ્રગણું આવેછે ?

જ—ચીખલી પ્રગણું.

સ—ચોખલી પ્રગણાની આસપાસ શું શું આવેલું છે ?

જ—ઉત્તરે જલાલપોર પ્રગણું, તથા ગાયકવાડી વલવાડા પ્રગણું; પૂર્વે વાંસદા સંસ્થાનનું રાજ્ય; દક્ષિણે ધરમપોરનું રાજ્ય; ને પશ્ચિમે વલસાડ પ્રગણું તથા ગાયકવાડી ગણદેવી પ્રગણું

સ—ચીખલી પ્રગણામાં નદીઓ કઈ કઈ આવીછે?

જ—અંબીકા નદી ઉત્તરે છે, કાવેરી નદી વચગાળે ચોખલી આગળ છે, ને બીજી ઔરંગા તથા ખરેરા નદી દક્ષિણ દિશા તરફ છે.

સ—ચોખલી પ્રગણામાં મુખ્ય કસબો કયો છે, ને તેમાં કેટલા માણસની વસતી છે ?

જ—મુખ્ય કસબો ચોખલી, તેમાં આસરે ૩૦૦૦ માણસની વસ્તી છે.

સ—ચોખલી કસબામાં જાણવા લાયક શું શું છે ?

જ—એમાં એક મામલતદારનું થાણું, તથા એક ફોજદાર રેહેછે, ને એક પુસ્તકશાળા, પોસ્ટઆફીસ, તથા તાલુકા સ્કુલ પણછે

સ—ચીખલી પ્રગણાની પૂર્વે ગાયકવાડી રાજ્યમાં એક મોટું

જત્રાનું ગામ કયું આવ્યું છે?

જ—દેવકી ઊનાઈ, તેમાં વરસો વરસ ચઈતર સુદ પુનેમે મોટી જત્રા ભરાયછે.

સ—ચીખલી પ્રગણાની પશ્ચિમ તરફ કયા મોટા ગાયકવાડી કસબા આવેલા છે?

જ—ગણદેવી તથા બીલીમોરા.

સ—ગણદેવી તથા બીલીમોરામાં જાણવા લાયક શું શું છે?

જ—ગણદેવીમાં એક મોટી અંગ્રેજી તથા ગુજરાતી નિશાળ, પોસ્ટ આફીસ, ને દવાખાનું છે; બીલીમોરામાં પણ એક ગુજરાતી નિશાળ, પોસ્ટ આફીસ, તથા દવાખાનું છે.

સ—ચીખલી પ્રગણામાં બીજા મોટા ગામો કયા આવ્યાછે?

જ—દેગામ, ખેરગામ, આલીપુર, ને ગણદેવા.

સ—ચીખલી પ્રગણાની મુખ્ય પેદાશ શું થાય છે?

જ—કોદરા, ડાંગર, દોવેલી, શેરડી વગેરે.

સ—ચીખલી પ્રગણાની પશ્ચિમ તરફ કયું પ્રગણું આવ્યું?

જ—વલસાડ પ્રગણું.

સ—વલસાડ પ્રગણું કેમ થયલું છે?

જ—વલસાડ તથા આગલું પારનેરા પ્રગણું મળી હાલનું વલસાડ પ્રગણું થયલું છે.

સ—વલસાડ પ્રગણાની ચારે દિશાએ શું શું આવ્યું છે?

જ—ઉત્તરે અંબીકા નદી, ને જલાલપોર તથા ગાયકવાડી ગણદેવી પ્રગણું; પૂર્વે ચીખલી પ્રગણું, તથા ધરમપોરનું રાજ્ય; દક્ષિણે પાર નદી, તથા પારડી પ્રગણું; ને પશ્ચિમે દરીઓ એટલે ખંબાતનું અખાત છે.

સ—વલસાડ પ્રગણામાં નદીઓ કઈ કઈ આવી છે?

જ—એમાં અંબીકા નદી ઊત્તરે, કાવેરી તથા ખરેરા નદી ઇશાન તરફ, ઓરંગા નદી મધ્યે વલસાડ આગળ, અને પાર નદી દક્ષિણે છે.

સ—અંબીકા નદીને બીજું નામ શું કેહે છે ?

જ—અંબીકાને બીજું નામ ગણદેવી વાળી ખાડી કેહેછે.

સ—વલસાડ પ્રગણામાં મોટા કસબા ક્યા ક્યા આવ્યા છે ?

જ—વલસાડ, ને પારનેરા.

સ—પારનેરામાં જાણવા લાયક શું આવેલું છે ?

જ—પારનેરામાં એક મોટો ડુંગરી કીલ્લો આવેલો છે, તે ગાયકવાડ સરકારે બાંધેલો છે.

સ—વલસાડ એ કેવો કસબો છે, અને અહીંથી વેપાર શી રીતે ચાલે છે ?

જ—વલસાડ એ એક મોટું બંદર છે, અહીંથી વેપારનો પુશકળ માલ જેવો કે અનાજ, ગોળ, લાકડાં વગેરે બાહાર દેશાવર ખાતે ચડાવવામાં આવેછે; ને અહીંથી ખલાસીઓ પણ મુંબઇ, સુરત વગેરે ઠેકાણે વાહાણે ચઢીને જાય છે.

સ—વલસાડ કસબામાં કેટલા માણસની વસતી છે, ને તેમાં જાણવા લાયક બીજું શું શું છે ?

જ—વલસાડમાં આસરે ૮૦૦૦ માણસની વસતી છે; ને એમાં મામલતદારની કચેરી, મુનસફ કોરટ, ફુરજો, દવાખાનુ, શેહેર સુધરાઇ ખાતું, અંગરેજી તથા ગુજરાતી નિશાળો, પુસ્તક શાળા, મોટી પોસ્ટ આફીસ, અને લાકડાવાળા સાહેબનું કારખાનું છે.

સ—વલસાડનો મુનસફ કયા કયા પ્રગણાના મુકદમા ચુકવેછે?

જ—જલાલપોર, ચીખલી, વલસાડ, ને પારડી પ્રગણાના.

સ—વલસાડ પ્રગણાના મોટા ગામના નામ દો?

જ—ભદેલી, ઊંટડી, માળવેણ, ભાગડા, ઊંડાચ, ખીચડી, કોસંબા, પારનેરા, મગોદ, ભગોદ, ચણવાઈ, હરીઆ, ભૂતસર, છરવાડ વગેરે.

સ—એ પ્રગણાના છરવાડ ગામમાં જાણવા લાયક શું છે?

જ—એમાં એક મીઠ બંદર છે, ને ત્યાં સર કારકુન રેહે છે.

સ—વલસાડ પ્રગણામાં રેલવેના સ્ટેશનો કયા આવ્યા છે?

જ—ત્રણ; ડુંગરી, વલસાડ, ને હરીઆ.

સ—વલસાડ પ્રગણાની મુખ્ય ઊપજ શું થાય છે?

જ—ચોરડી, કપાસ, દાંગેલી, કોદરા વગેરે.

સ—વલસાડ પ્રગણાની દક્ષિણે કયું પ્રગણું આવ્યું?

જ—પારડી પ્રગણું.

સ—પારડી પ્રગણું કેમ થયલું છે?

જ—આગલું બગવાડા પ્રગણું હતું તે તોડીને હાલનું પારડી પ્રગણું બનાવ્યું છે.

સ—પારડી પ્રગણાની ચારે દિશાએ શું શું આવ્યું છે?

જ—ઊત્તરે પાર નદી તથા વલસાડ પ્રગણું; પૂર્વે ધરમપોરનું રાજ્ય; દક્ષિણે દમણ ગંગા નદી તથા કોકણ પ્રાંતનો થાણા જીલ્લો; ને પશ્ચિમે ખંભાતનું અખાત છે.

સ—પારડી પ્રગણામાં નદીઓ કઈ કઈ આવી છે?

જ—એમાં ઉત્તરે પાર નદી, દક્ષિણે દમણ ગંગા નદી, ને ત્રીજી કોલક નદી બગવાડા આગળ છે; એ સિવાય પરીઆલી, બામ, કોથરી વગેરે બીજી ખાડીઓ છે.

સ—પારડી પ્રગણામાં મોટા કસબા કયા આવ્યા છે?

જ—પારડી, ને બગવાડા.

સ—પારડી આગળ કોને તાબે હતું, ને તેમાં હાલ કેટલા માણુસની વસ્તી છે?

જ—પારડી એ આગળ માંડવીના રાજાને તાબે હતું, એમાં આસરે ૫૦૦૦ માણુસની વસ્તી છે.

સ—પારડીમાં જાણુવા લાયક શું શું છે?

જ—એમાં એક મામલતદાર રેહેછે તેની કચેરી કીલ્લા પર છે, તથા એક ફોજદાર રેહેછે, ને એક તાલુકા સ્કુલ, દવાખાનું, ને પોસ્ટ હાફીસ છે.

સ—ત્યારે બગવાડામાં જાણુવા લાયક શું શું છે?

જ—એમાં એક ડુંગરી કીલ્લો હતો તે હાલ તોડાવી નાંખ્યોછે, માહાલકરીની કચેરી હતી તે કાહાડી નાંખીછે, ને ફક્ત હાલ એક નિશાળ છે; બગવાડામાં આસરે હજાર માણુસની વસ્તી છે.

સ—પારડી પ્રગણાના મોટા ગામના નામ દો?

જ—ઉમરસાડી, કોલક, ઉદવાડા, કુંતા, પરીઆ, ગોઇમા, વટાર, ટુકવાડા, અંબાસ, વાપી, ને પલસાણા.

સ—એ પ્રગણાના ઉમરસાડી ને કોલક ગામ શાને વાસ્તે નામીચાં છે?

જ—એ નાના સરખા બંદરો જેવાં છે તેથી.

સ—ત્યારે ઉદવાડા ને કુંતા ગામ શાને વાસ્તે નામીચાં છે?

જ—ઉદવાડામાં પારસી લોકોનું મોટું પુરાતન દેવળ છે, તેથી ઘણા પારસી લોકો હર વખત ત્યાં જાત્રા સારૂ આવેછે, વળી એમાં હાલ એક દવાખાનું નીકળ્યું છે; ને કુંતા ગામમાં જુરજ ખાતાના ઈનસ્પેકટર રેહેછે તથા ત્યાં હર વરસ

બે માસ સુધી કુંતેશ્વર માહાદેવની જાત્રા ભરાયછે તેથી એ ગાંનો ગામ પ્રખ્યાત છે.

સ—પારડી પ્રગણામાં રેલવેના સ્ટેશનો ક્યાં આવ્યાંછે ?

જ—ત્રણ છે; પારડી, ઉદવાડા, ને વાપી એટલે દમણ જવાનું સ્ટેશન.

સ—પારડી પ્રગણું સુરત જીલ્લામાં સૌથી કઇ દિશાએ આવ્યું છે, ને એની નૈરૂત્ય દિશાએ કયું પ્રગણું છે ?

જ—એ પ્રગણું સુરત જીલ્લામાં સૌથી દક્ષિણે છે, એની નૈરૂત્ય તરફ દમણ પ્રગણું આવેલું છે.

સ—દમણ કોને તાબે છે, તેમાં કોણ રેહેછે, ને તેમાં જાણવા લાયક બીજું શું છે ?

જ—દમણ ફીરંગીઓને તાબે છે, તેમાં તેમના તરફથી એક ગવરનર રેહેછે, ને એક અંગ્રેજી તથા ગુજરાતી નિશાળ છે.

સ—દમણ કેટલા છે ને તે કઇ નદી ઉપર આવેલા છે ?

જ—દમણ બે છે, નાનું દમણ ને મોટું દમણ. નાનું દમણ દમણ ગંગા નદીની દક્ષિણે, ને મોટું દમણ દમણ ગંગા નદીની ઉત્તરે છે.

સ—પારડી પ્રગણામાં મુખ્ય પાક શાનો થાય છે ?

જ—ડાંગર, કોદ્રા, દીવેલી, શેરડી, ખરસવા વગેરે.

સ—સુરત જીલ્લામાં સચીન, વાંસદા ને ધરમપોર સંસ્થાનના દેશી રાજ્યો છે, તેની દર એકની વસતી કેટલી છે ?

જ—સચીન સંસ્થાનની ૧૭૧૦૩, વાંસદા સંસ્થાનની ૩૨૧૫૪, અને ધરમપોર સંસ્થાનની ૭૪૫૯૨; કુલે બધા મળી ૧,૨૩,૮૪૯ માણસની વસતી છે.

## સુરત જીલ્લાનું ક્ષેત્રફળ, વસ્તી વગેરે.

| પ્રગણાં. | ક્ષેત્રફળ ચોરસ માઇલ. | ગામ. | પ્રગણાની વસ્તી. | એક ચોરસ માઇલે કેટલી વસ્તી. |
|---|---|---|---|---|
| ઓરપાડ. | ૩૫૫ | ૧૨૦ | ૬૬,૨૫૬ | ૧૮૭ |
| ચોરાસી. | ૬૭ | ૬૪ | ૮૮,૪૩૫ | ૧૨૩ |
| માંડવી. | ૧૭૨ | ૧૩૮ | ૪૮,૩૬૭ | ૨૮૧ |
| બારડોલી. | ૨૬૧ | ૧૨૪ | ૭૭,૫૦૦ | ૨૯૭ |
| જલાલપોર. | ૧૮૪ | ૯૧ | ૭૦,૧૧૨ | ૩૮૧ |
| ચીખલી. | ૧૬૭ | ૬૩ | ૫૯,૩૧૨ | ૩૫૫ |
| વલસાડ. | ૨૧૭ | ૯૬ | ૭૮,૨૦૭ | ૩૬૦ |
| પારડી. | ૧૬૨ | ૮૧ | ૫૧,૭૪૯ | ૩૧૯ |
| સુરત શેહેર. | ૩ | ---- | ૧૦,૭૧૪૯ | ૩૫૭૧૬ |
| | ૧૫૮૮ | ૭૭૭ | ૬,૦૭,૦૮૭ | |

સુરત જીલ્લાનું ક્ષેત્રફળ ૧૫૮૮ ચોરસ માઇલ, ને વસ્તી ૬,૦૭,૦૮૭ માણસની છે.

એ જીલ્લામાં ૭૭૭ ગામો વસ્તી વાળા છે, તે શિવાય બીજા ૮૧ ગામ વસ્તી વગરના (નાનાં ગામડાં) છે, એટલે બધા મળી કુલ ૮૫૮ એ જીલ્લામાં ગામો આવેલા છે.

એ જીલ્લામાં બધા મળી ઘરો ૧,૩૭,૬૧૩ આવેલાં છે



# ભરૂચ જીલ્લો.

સ—છોકરાઓ ગુજરાતના વાસી તમે ગુજરાતનો પેહેલો (સુરત જીલ્લો) તેની ભૂગોળ તો શીખી ગયા હવે ભરૂચ જીલ્લાની ભૂગોળ શીખવું તો આવો બોલો ભરૂચજીલ્લો કયાં આવ્યો છે?

જ—ભરૂચ જીલ્લો ગુજરાતમાં સુરત જીલ્લાની ઊતરે, ને ખેડા જીલ્લાની દક્ષિણે છે.

સ—ભરૂચ જીલ્લાની ચારે દિશાએ શું શું આવ્યું છે?

જ—ઉતરે મહી નદી, તથા ખેડા જીલ્લો; પૂર્વે વડોદરૂં તથા રાજપીપળાનું સંસ્થાન; દક્ષિણે કીમ નદી તથા સુરત જીલ્લો; ને પશ્ચિમે ખંભાતનું અખાત તથા આરબી સમુદ્ર છે.

સ—ભરૂચ જીલ્લામાં નદીઓ તથા ખાડીઓ જાણવા લાયક કઇ કઇ આવી છે, ને તે પર કયા કયા ગામો તથા કસબા આવેલા છે તે બોલો?

જ—**મહી** નદી ઉપર—ખંભાત, કાવી, સારોદ, કારેલી.

**ઢાઢર** નદી—ગંધાર, ટંકારિઆ, ને આમોદ.

**ભુખી** ખાડી—અમલેશર.

**નર્મદા** અથવા **રેવા** નદી—ભરૂચ, ભાડભૂત, ઝારેશ્વર, તવરા, શુકલતીર્થ, દીવા.

**વંદ** ખાડી—કતપોર.

**કીમ** નદી—ઈલાવ, કોદ્રા, ચોકી.

સ—નર્મદા એ કેવી નદી છે, ને તે કયાંથી નીકળીને કોને મળે છે?

જ—નર્મદા, એ આખા ગુજરાતમાં સૌથી મોટી નદી છે, તે સા-

નપૂડાના પાહાડમાંથી નીકળીને ખંભાતના અખાતને મળે છે.

સ—ત્યારે મહી ને ઢાઢર નદી ક્યાંથી નીકળીને કોને મળે છે?

જ—મહી નદી માળવાના પાહાડમાંથી નીકળે છે, ને ઢાઢર નદી રેવા કાંઠાના નારૂકોટ પાસેના પાહાડમાંથી નીકળે છે ને બંનો ખંભાતના અખાતને મળેછે.

સ—ભરૂચ જીલ્લામાં રેલવેનો રસ્તો ક્યા ક્યા પ્રગણામાં આવ્યો છે?

જ—ભરૂચ, ને અંકલેશ્વર એ બે પ્રગણામાં.

સ—ભરૂચ જીલ્લામાં આગ ગાડીના સ્ટેશનો ક્યા આવ્યા છે?

જ—પાલેજ, ચમારગામ, ભરૂચ, અંકલેશ્વર, ને પાનોલી.

સ—ભરૂચ જીલ્લામાં આસરે કેટલા માણસની વસતી છે?

જ—આસરે ૨,૬૯,૦૦૦ માણસની.

સ—ભરૂચ જીલ્લામાં પારસી લોકોની વસતી ઘણાખરા ક્યા ક્યા ગામો તથા કસબામાં છે?

જ—ભરૂચ, અંકલેશ્વર, હાંસોટ, ઇલાવ.

સ—ભરૂચ જીલ્લામાં ગાયકવાડી ગામો તથા માહાલો ક્યા આવ્યા છે?

જ—એ જીલ્લામાં ગાયકવાડી ગામો ફકત અંકલેશ્વર પ્રગણાની દક્ષિણે વસ્રાલી પ્રગણાના આવ્યાછે તેજ છે, તે શિવાય વાગરા તથા ભરૂચ પ્રગણામાં આસનેરા, મેસરદ, કરમાળી વગેરે બાર ગુજ ગામો ગાયકવાડનાં છે.

સ—ભરૂચ જીલ્લામાં ક્યા ક્યા ગામોમાં જાત્રા ભરાય છે?

જ—ભાડભૂત, શુકલતીર્થ, તવરા.

સ—ભરૂચ જીલ્લામાં ક્યા ક્યા ગામો વેપારના બંદર સારૂ કામ

આવે છે?

જ—દેગામ, ટંકારિઆ, ગંધાર, દેહેજબારા, ને ભરૂચ.

સ—ભરૂચ જીલ્લામાં અંગ્રેજી નિશાળ ક્યાં ક્યાં ને કેટલી છે?

જ—એ જીલ્લામાં મોટી અંગ્રેજી નિશાળ (હાઇ સ્કુલ) ફકત એક ભરૂચ શેહેરમાંજ છે.

સ—ભરૂચ જીલ્લામાં મુખ્ય પાક શાનો થાય છે?

જ—જુવાર, કપાસ, ડાંગર, ઘઉં, બાજરી, ગળી, ને મીઠું.

સ—ભરૂચ જીલ્લામાં કેટલા પ્રગણા આવ્યા છે તે બોલો?

જ—પાંચ; ૧ જંબૂસર, ૨ આમોદ, ૩ વાગરા, ૪ ભરૂચ, ૫ અંકલેશ્વર.

સ—ભરૂચ જીલ્લામાં સૌથી ઉત્તરે કયું પ્રગણું આવ્યું?

જ—જંબૂસર પ્રગણું.

સ—જંબૂસર પ્રગણાના ચારે દિશાની હદ કોહો?

જ—ઉત્તરે મહી નદી તથા ખેડા જીલ્લો; પૂર્વે ગાયકવાડનો મુલક; દક્ષિણે ઢાઢર નદી તથા આમોદ પ્રગણું; ને પશ્ચિમે ખંભાતનું અખાત છે.

સ—જંબૂસર પ્રગણામાં નદીઓ કઇ કઇ આવી છે?

જ—ઉત્તરે મહી નદી, ને દક્ષિણે ઢાઢર નદી.

સ—એ પ્રગણાનો મુખ્ય કસબો કયો, ને તેમાં કેટલી વસ્તી છે?

જ—મુખ્ય કસબો જંબૂસર, તેમાં ૧૪,૯૨૪ માણસની વસ્તી છે.

સ—જંબૂસર કસબામાં કોણ કોણ રેહે છે, તથા તેમાં બીજું જાણવા લાયક શું શું છે?

જ—એમાં એક ફોજદાર, મામલતદાર, ને મુનસફ રેહે છે; તથા એક પોસ્ટઆફીસ, દવાખાનું, પુસ્તકશાળા, સુધરાઈખાતું, મોટાં તળાવો, ને ગુજરાતી નિશાળો છે.

સ—જંબૂસરનો મુનસફ કયા કયા પ્રગણાના મુકર્દમા ચૂકવે છે?

જ—ફક્ત એક જંબૂસર પ્રગણાનાજ.

સ—જંબૂસર પ્રગણામાં વેપારના બંદરો કયા કયા આવ્યા છે?

જ—દેગામ, ને ટંકારિઆ.

સ—એ પ્રગણામાં મોટા ગામો કયા આવ્યા છે?

જ—દેવલા, માળપુર, જંત્રાણ, ગજેરા, કાવી, સારોદ, વેડચ, કારેલી.

સ—એ પ્રગણામાં મીઠું કયા કયા ગામમાં પાકે છે?

જ—આગડી, માળપુર, ને ડોળીઆ ગામમાં.

સ—જંબૂસર પ્રગણાની મુખ્ય ઉપજ શું થાય છે?

જ—કપાસ, ડાંગર, જુવાર, ઘઉં, બાજરી, તથા ગળી.

સ—જંબૂસર પ્રગણાની દક્ષિણે કયું પ્રગણું આવ્યું?

જ—આમોદ પ્રગણું.

સ—આમોદ પ્રગણાની ચારે દિશાની હદ પર શું શું આવેલું છે?

જ—ઉત્તરે ઢાઢર નદી, તથા જંબૂસર પ્રગણું; પૂર્વે ગાયકવાડનો મુલક, તથા વાગરા પ્રગણાનો ભાગ; દક્ષિણે વાગરા પ્રગણું; ને પશ્ચિમે ખંભાતનું અખાત છે.

સ—આમોદ પ્રગણામાં નદીઓ કઈ કઈ આવી છે?

જ—એમાં ઉત્તરે એક ફક્ત ઢાઢર નદી છે, તે શિવાય રૂપારેલ, ગોપાળ, મોતા વગેરે બીજી ખાડીઓ છે.

સ—આમોદ પ્રગણામાં મુખ્ય કસબો કયો, ને તેમાં કેટલી વસ્તી છે?

જ—મુખ્ય કસબો આમોદ, તેમાં આસરે ૫,૨૦૦ વસ્તી છે.

સ—આમોદ કસબા ઉપર, તથા એ પ્રગણાના બીજા કેટલાક ગામો ઉપર કોનો હક પોહોચે છે?

જ—ત્યાંના રાણા તથા ઠાકોરનો.
સ—આમોદ કસબામાં જાણવા લાયક શું શું છે ?
જ—એમાં એક મામલતદારને ફોજદાર રેહેછે, ને એક પુસ્તક શાળા, પોસ્ટ આફીસ, તાલુકા સ્કુલ, તળાવને દવાખાનું છે.
સ—આમોદ પ્રગણાના લેણ દેણના ઇનસાફ ક્યાં ચૂકવાય છે?
જ—વાગરાની કોરટમાં.
સ—આમોદ પ્રગણાના મોટા ગામના નામ દો ?
જ—કેરવાડા, ગંધાર, ટંકારિઆ, સરભોણ, ગાતર, [illegible] વગેરે
સ—એ પ્રગણાનું ગંધાર ગામ શાને વાસ્તે નામાંચું છે ?
જ—એ નાનું સરખું બંદર છે, તથા એમાં લાકું પાકેછે તેથી.
સ—આમોદ પ્રગણામાં મુખ્ય પાક શાનો થાયછે ?
જ—કપાસ, જુવાર, ને ઘઉં.
સ—આમોદ પ્રગણાથી દક્ષિણે જતાં કયું પ્રગણું આવે ?
જ—વાગરા પ્રગણું.
સ—વાગરા પ્રગણાની આસપાસ શું શું આવેલું છે ?
જ—ઊત્તરે આમોદ પ્રગણું; પૂર્વે ગાયકવાડનો મુલક; દક્ષિણે ભરૂચ પ્રગણું; ને પશ્ચિમે ખંભાતનું અખાત છે.
સ—વાગરા પ્રગણામાં નદીઓ કઈ કઈ આવીછે ?
જ—એમાં એકે નદી નથી, પણ દક્ષિણે ભુખી ખાડી છે તે નર્મદા નદીને મળેછે.
સ—વાગરા પ્રગણામાં મોટા કસબા કયા આવ્યા છે ?
જ—વાગરા, ને બીજો દેહેજ અથવા દેહેજબારા.
સ—વાગરામાં જાણવા લાયક શું શું છે ?
જ—એમાં એક મામલતદારની કચેરી, મુનસફ કોરટ, પોસ્ટ આફીસ, ને એક નિશાળ છે.

સ—વાગરા પ્રગણાના મોટા ગામના નામ દો?
જ—ટંકારિઆ, પારખેત, વિલાયત, પખાજણ, પાદરીઆ વગેરે
સ—વાગરા પ્રગણામાં મુખ્ય પાક શાનો થાયછે?
જ—કપાસ, જુવાર ને ઘઊં.
સ—વાગરા પ્રગણાની દક્ષિણે કિયું પ્રગણું આવ્યું?
જ—ભરૂચ પ્રગણું.
સ—ભરૂચ પ્રગણાની ચારે દિશાએ શું શું આવ્યું છે?
જ—ઊત્તરે વાગરા પ્રગણું; પૂર્વે નર્મદા નદી, તથા રાજપીપળાનું સંસ્થાન; દક્ષિણે નર્મદા નદી, તથા અંકલેશ્વર પ્રગણું; ને પશ્ચિમે ખંભાતનું અખાત છે.
સ—ભરૂચ પ્રગણામાં નદીઓ કઇ કઇ આવીછે?
જ—એમાં એક મોટી નદી નર્મદા તે દક્ષિણે છે, ને બીજી ભુખા ખાડી પશ્ચિમ તરફ છે.
સ—ભરૂચ પ્રગણાનું મુખ્ય શેહેર કયું, ને તેમાં કેટલી વસ્તી છે?
જ—એ પ્રગણાનું મુખ્ય શેહેર ભરૂચ, તેમાં ૩૬,૯૩૨ વસ્તી છે.
સ—ભરૂચ શેહેરનું નામ શા ઉપરથી પડ્યું?
જ—ભરૂચનું અસલ નામ ભ્રગુપુર, તે ભ્રગુ ઋશીને કોઇ રૂશી થઈ ગયા તે ઉપરથી પડ્યું છે.
સ—ભરૂચ શેહેરમાં ક્યા ક્યા અધિકારીઓ રેહેછે?
જ—ફોજદાર, મામલતદાર, પોલીસ સુપ્રિનટેન્ડેન્ટ, ડીસ્ત્રિક્ટ ડીપુટી કલેક્ટર, હજુર ડીપુટી કલેક્ટર, આસિસ્ટંટ કલેક્ટર, કલેક્ટર, મુનસફ, સદર અમીન, અને આસિસ્ટંટ જડજ વગેરે અધિકારીઓ રેહેછે.
સ—ભરૂચ શેહેરમાં બીજું જાણવા લાયક શું શું છે?
જ—એમાં હોસ્પિટલ અથવા દવાખાનાં, પોસ્ટ આફીસ, મોટી

ધર્મશાળાઓ, મોટી અંગ્રેજી તથા ગુજરાતી નિશાળો,
પુસ્તક શાળા, ફુવારો, તળાવો, મ્યુનાસિપાલ કામીટી,
સ્મોલકાઝ કોર્ટ, રેજીસ્ટરની આફીસ વગેરે છે; તેમજ
સંચાથી સૂતર વણવાનાં કારખાનાં, કપાસ લોઢવાનાં
ઘણાં છુટા કારખાનાં, તથા રૂની પાકી ગાંસડી બાંધ-
વાના સંચા છે.

સ—ભરૂચ પ્રગણામાં મોટા ગામો ક્યા આવ્યા છે?

જ—અમલેશ્વર, ઝાડેશ્વર, શુકલતીર્થ, તવરા, નિકોરા, શાહાબાદ,
શામલોદ વગેરે.

સ—ભરૂચ પ્રગણામાં જાત્રાનાં ઠેકાણાં ક્યા ક્યા આવ્યા છે?

જ—શુકલતીર્થ, તવરા, ને ત્રીજું ભાડભુત કરીને નાનું ગામ છે
તે. તેમાં શુકલ તીર્થમાં હર વરસ કારતેગી પૂનેમ ઉપર જાત્રા
ભરાય છે; તવરામાં અરાડ વરસે જ્યારે અધિક માસ એ વૈ
શાખ આવે છે ત્યારે; અને ભાડભુતમાં અરાડ વરસે જ્યારે
અધિક માસ એ ભાદરવા આવે છે ત્યારે જાત્રા ભરાય છે.

સ—શુકલતીર્થમાં બીજું જાણવા લાયક શું છે?

જ—એમાં એક કબીર વડ છે તે જોવા લાયક ઘણોજ મોટો છે,
એના જેવો વડ ગુજરાતમાં કોઈ નથી; ત્યાં કબીર સાહે-
બની મૂર્ત્તિ છે.

સ—ભરૂચ પ્રગણામાં રેલવેના સ્ટેશનો ક્યા આવ્યા છે?

જ—પાલેજ, ચમારગામ, ને ભરૂચ.

સ—ભરૂચ પ્રગણામાં મુખ્ય પાક શું થાય છે?

જ—કપાસ, જુવાર, ને તંબાકુ.

સ—હવે ભરૂચ પ્રગણાથી દક્ષિણે જતાં કયું પ્રગણું આવે?

જ—અંકલેશ્વર પ્રગણું.

સ—અંકલેશ્વર પરગણું કેમ થયલું છે ?
જ—અંકલેશ્વર તથા આગલું હાંસોટ પરગણું મળીને.
સ—અંકલેશ્વર પરગણાની ચારો દિશાએ શું શું આવ્યું છે ?
જ—ઉત્તરે નર્મદા નદી તથા ભરૂચ પરગણું; પૂર્વે રાજપીપળાનું સંસ્થાન; દક્ષિણે કીમ નદી, ઓરપાડ પરગણું, ને બીજું ગાયકવાડી [illegible] પરગણું; ને પશ્ચિમે ખંભાતનું અખાત છે.
સ—અંકલેશ્વર પરગણામાં નદીઓ કઈ કઈ આવી છે ?
જ—ઉત્તરે નર્મદા નદી, દક્ષિણે કીમ નદી, ને ત્રીજી ઉમરાવતી નદી રાજપીપળામાંથી નીકળીને નર્મદાને મળે છે, ને ચોથી વંદ ખાડી કતપોર ગામની પાસે છે.
સ—અંકલેશ્વર પરગણાના મોટા કસબા કયા, ને તેમાં કેટલા માણસની વસ્તી છે ?
જ—અંકલેશ્વર ને હાંસોટ. અંકલેશ્વરમાં ૯૪૧૪, ને હાંસોટમાં આસરે ૪૦૦૦ માણસની વસ્તી છે.
સ—અંકલેશ્વર કસબામાં કયા કયા અધિકારીઓ રહે છે, ને તેમાં બીજું શું શું છે ?
જ—એમાં એક ફોજદાર, મામલતદાર, ને મુનસફ રહે છે; તથા એક પોસ્ટ આફીસ, મોટી તાલુકા સ્કુલ, ને તળાવ છે.
સ—અંકલેશ્વરનો મુનસફ કયા કયા ગામના મુકદમા ચૂકવે છે ?
જ—અંકલેશ્વર, અને હાંસોટ એ બે તાલુકાના.
સ—હાંસોટ એ કેવું ગામ છે, ને તેમાં જાણવા લાયક શું શું છે?
જ—હાંસોટ એ મોટો કસબો છે, તેથી તેને અંકલેશ્વરનો પેટા-માહાલ કીધો છે. એમાં એક માહાલકરી રહે છે, તથા મોટા જમીદાર લોકો પણ ઘણા છે, ને એક નિશાળ તથા બીજી પોસ્ટ આફીસ છે.

સ—ત્યારે ઊત્તર અને દક્ષિણ દિશા કેમ જાણીએ?
જ—આપણે પૂર્વ દિશા તરફ મોં કરીને ઊભા રહીએ તો જે-
ણી ગમ આપણો ડાબો હાથ આવે તે ઊત્તર, અને જેણી
ગમ જમણો હાથ આવે તે દક્ષિણ દિશા.
સ—ત્યારે હોકા યંત્ર અને ધ્રુવના તારાએ કરીને દિશા શી રીતે
જણાય છે?
જ—હોકા યંત્ર એટલે વાહાણનો હુકો, તે મોટા વાહાણોમાં
ખલાસી લોકો રાખેછે તે અંધારી રાતે તેમને બહુ કામ
લાગેછે. તે હોકા યંત્રની સોય હંમેશા ઊત્તર દિશા તરફજ
રહેછે, તેમ ધ્રુવનો તારો એ હંમેશા ઊત્તર દિશાએજ
ઊગેછે; એ રીતે ઊત્તર દિશા જણાઇ તો પછી બીજી
દિશા જાણવી સેહેલ છે. એટલું યાદ રાખવું કે ઊત્તરના
સામેની દક્ષિણ દિશા, અને પૂર્વની સામી પશ્ચિમ દિશા છે.
સ—ત્યારે નકશો સામો ટાંગ્યો તેની ચારે દિશા કેમ જણાયછે?
જ—નકશો સામો ચત્તો સીધો મૂકયો તો જે ઉપલો ભાગ આવ્યો
તે ઉત્તર દિશા, નીચલો ભાગ લબડતો રહ્યો તે દક્ષિણ
દિશા, નકશા સામા ઉભા ને જેણી ગમ જમણો હાથ આવે
તે પૂર્વ દિશા, ને જેણી ગમ ડાબો હાથ આવે તે પશ્ચિમ
દિશા જાણવી.

---

## (ભૂગોળની વ્યાખ્યા).

સ—છોકરાઓ તમે નકશો જોયોછે, નકશો એટલે શું?
જ—હાજી, નકશો એટલે આખી પૃથ્વી કે તેનો કોઇક ભાગ કે
દેશ કે શેહેર વગેરેનો ચિત્રથી જે નમુનો કાઢેલો તે.
સ—સીમાડો, સડક, અને રેલવે એટલે શું?

જ—સીમાડો એટલે સીમા અથવા હદ, સડક એટલે કાચો બાં-
ધેલો રસ્તો, અને રેલવે એટલે લોઢાની સડકનો પાકો
બાંધેલો રસ્તો.
સ—ગામ એટલે શું ?
જ—જ્યાં કે થોડાંક જથાબંધ ઘરની વસ્તી હોય તે.
સ—ત્યારે ગામડું કોને કહીએ ?
જ—જ્યાં કે ઘણાંજ થોડાં ઝુપડાં જેવા ઘરની વસ્તી હોય .તે.
સ—કસબો કોને કહીએ ?
જ—પ્રગણાનું જે સૌથી મોટું ગામ તેને કસબો કેહે છે.
સ—શેહેર કોને કહીએ ?
જ—જ્યાં કે મોટા મોટા છોબંધ ને ઘણાં હારબંધ ઘરો બાંધેલા
હોય, અને સારાં સારાં ચૌટાં તથા બજાર હોય, અને તે-
માં ઘણાં પરાં ને ફળીઆં હોય તે શેહેર.
સ—પ્રગણું એટલે શું ?
જ—જેમાં નાના નાના ગામો ઘણા આવી તેનો એક તાલુકો
બંધાયલો તે.
સ—ત્યારે તાલુકો એટલે શું ?
જ—તાલુકો એટલે માહાલ, અથવા જે પ્રગણું કરીને કેહેવાયછે તે
સ—જીલ્લો એટલે શું ?
જ—જીલ્લો એટલે જે ઘણાએક પ્રગણાં અથવા તાલુકા મળીને
થયલો તે.
સ—નદી કોને કહીએ ?
જ—જે પાણીના ધોધ પર્વતમાંથી અથવા સરોવરમાંથી નીકળી-
ને ઢળતી જગ્યામાં થઇને સમુદ્રને મળેછે તે.
સ—નદીનું મૂળ અને મુખ તે શું ?

જ—જે પર્વત કે સરોવરમાંથી નદી નીકળેછે તે ઠેકાણાને મૂળ. અને જ્યાં નદી દરીઆને મળેછે તે ઠેકાણાને મુખ કેહેછે.

સ—ખારે ખાડી કોને કેહેછે ?

જ—દરીઆને મળવાની આગમજ ભરતીનું પાણી માંહે આવે એવું નદીનું મુખ જે પોહોળું થાયછે તેને ખાડી કેહે છે.

સ—દરીઓ કોને કેહેછે ?

જ—માહાસાગર કરતાં જે નાનો પાણીનો ભાગ તે.

સ—તળાવ કોને કેહેછે ?

જ—તળાવ એટલે નાનું સરોવર, અથવા જે નાનો પાણીનો ભાગ ચોતરફ જમીનથી વીંટાયલો તે.

સ—બેટ કોને કહીએ ?

જ—ચોતરફ ફરતું પાણી, ને વચમાં જે જમીનનો ભાગ તે બેટ.

સ—બંદર એટલે શું ?

જ—નદી કે દરીઆ કાંઠે વેપારના મથકનું જે શેહેર અથવા કસબો આવેલો તે બંદર.

સ—ડુંગર, પાહાડ, અને પર્વત એટલે શું ?

જ—જમીન ઉપર જે મોટા ઊંચા ટેકરા હોય તે ડુંગર; એવા એવા ઘણા ડુંગર સાથે જોડાઇને પૃથ્વીની સપાટીથી ઘણા ઊંચા થયા તે પાહાડ; અને એવા એવા ઊંચા પાહાડ જોડાઇને સાથે લાંબા પથરાયલા તેને પર્વત કેહેછે.

---

શુદ્ધિપત્રક—વલસાડની વસ્તી ૮૦૦૦, ને રાંદેરની ૧૧૦૦૦, લખીછે, પણ નવા વસ્તી પત્રક પ્રમાણે વલસાડની ૧૧૩૧૩, ને રાંદેરની ૧૦૨૮૦ વસ્તી છે.

---

# ખબર.

આ ચોપડી, તથા ગુજરાતી સાતે ચોપડીના જુદા જુદા અર્થ, ચિત્રપોથી, રાજાઓની વંશાવળી, હિંદુસ્તાનની ભૂગોળ, દોહેડા સંગ્રહ, દીલ ચમન તાથા રશીક ગાયન સંગ્રહ, અંગ્રેજી બુકોના તમામ અર્થ, તમામ તરજુમાં, તમામ વારતાની ચોપડીઓ, આખ્યાનો, કોઠકાવળી, આંકની, કીરતનાવળી, પ્રભાતીઆની ચોપડી, કોપી બુકો, ઘણી જાતની ગરબાવળીઓ, કેટલાક નાટકો, કવિતાના પુસ્તકો વગેરે ઘણી જાતની બુકો સુરતમાં શા૦ કીકાભાઇ પરભુદાસ તથા બીજા ચોપડી વેચનારા, મુંબઈમાં કાળકાદેવીને રસ્તે શા૦ દામોદરદાસ ઇશ્વરદાસ, તથા વીઠલવાડીને નાકે સખારામ બલાલ, તથા કોટમાં જહાંગીરજી બેજનજી તથા સપુરજી ફરામજી માંડણ બુકસેલારો, પાસેથી વેચાતી મળશે, તેમજ ભરૂચમાં ત્યાંના બુકસેલર, અમદાવાદમાં ખાડીઆમાં છોટાલાલ મનસુખરામ બુકસેલર, રાજકોટમાં પરસોતમ પરમાનંદ તથા ગાંધી જેચંદ મુળચંદ બુકસેલર, વડોદરામાં કેમ્પ સ્કુલ આગળથી, ગોધરામાં મથુર દ્વારકાદાસ બુકસેલર, ભાવનગરમાં ત્યાંના બુકસેલર, અમરેલીમાં ઠાકર લાએબ્રેરીમાંથી, ભુજમાં ભુજ લાએબ્રેરીમાંથી, ખેડામાં ખેડા વર્તમાન આફીસમાંથી, જુનાગઢમાંથી ત્યાંના બુકસેલર પાસેથી, અને કરાંચીમાં જોડીઆ બજારમાંથી ત્યાંના બુકસેલર પાસેથી વેચાતી મળશે. કમીશન વગેરે [illegible]દોબસ્ત કરવો હોય તો સુરત ગોપીપરે ભાગુશાળોના સામું નીચલા સખસને પોષપેડ કાગળથી લખી જણાવવું.

વેલાભાઈ ગોપાલદાસ ગાંધી.